: પ્રાપ્તિસ્થાન :

શાહ બાલુભાઈ રૂગનાથ
ઠે. અંબાજીના વડ પાસે
ભાવનગર

માસ્તર જશવંતલાલ ગિરધરલાલ
ઠે. ૧૨૩૪, રૂપા સુરચંદની પોળ
અમદાવાદ

## અ નુ ક્ર મ



પ્રકાશક:
શેઠ સુરેન્દ્રભાઈ સારાભાઇ
શ્રી જૈન સાહિત્યવર્ધક સભા
અમદાવાદ

મુદ્રક:
શાહ ગિરધરલાલ ફુલચંદ
સાધના મુદ્રણાલય
દાણાપીઠ–ભાવનગર

## પ્રકાશકીય—

આ પુસ્તકની જરૂરિયાત કેટલી છે તે આ પુસ્તકનું વાચન કરવાથી સમજી શકાશે તે માટે અહિં કહેવુ જરૂરી નથી 'સંસ્કારની સાચવણી' એ મથાળા નીચે લખાયેલા અને 'કલ્યાણ' માસિકમાં પ્રગટ થયેલ લેખો-પુસ્તકરૂપે અમે પુનઃ પ્રગટ કરીએ છીએ. જ્યારે લેખો પ્રગટ થયા ત્યારે 'કલ્યાણ'ના સંપાદકે નોંધ કરી હતી તે આ પ્રમાણે છે.

> "આર્ય પ્રજાજનની સંસ્કાર-ધન પ્રત્યે બેદરકારી અને બેજવાબ-દારી વધી રહી છે. આ અવસરે પૂ. મહારાજશ્રીએ 'સંસ્કારની સાચવણી' એ હેડીંગ(શિર્ષક) નીચે એક લેખમાળા લખવા શરૂ કરી છે. સંસ્કારની સાચવણી સંબંધી સૌ કોઈની ફરજ શું છે? તેનો ખ્યાલ આ લેખમાળા તમને આપશે વાંચો, વિચારો અને જાણવા જેવું હોય તે જણાવો."
>
> સંપા૦

સંવત્ ૨૦૦૪ માં લખાયેલા આ લેખો આજે પણ તેટલા જ નહિ પણ તે કરતાંયે વિશેષ જરૂરી છે તે આ પુસ્તિકાના વાચન પછી સમજ્યા વગર નહિ રહે

આ લખાણ વાંચીને સંતોષ માનવા જેવું નથી. જીવનમાં ઉતારવા જેવું છે. એટલે વાચક કેવળ વાંચે તે કરતાં તેનો સક્રિય ઉપયોગ જેટલો કરશે તેટલો અમને આનંદ થશે. તો અમારો આ પુસ્તિકાના પ્રકાશન પાછળનો પ્રયાસ સફળ છે.

—પ્રકાશક

આર્ય પ્રજાને સંસ્કાર-ધનનો જે વારસો મળ્યો છે, તે વારસો અમૂલ્ય છે એમ સહુ કોઈ કહે છે, પણ અમૂલ્ય હોવાને કારણે જ તેના પ્રત્યે વધારે પડતી બેદરકારી ઘણા રાખે છે.

એ બેદરકારીને લીધે અસંસ્કારી અને અનાર્ય કહેવાતા લોકોમાં આજે જે પ્રાથમિક સંસ્કારો જોવામાં આવે છે, તે મૂલભૂત સંસ્કારોનો હ્રાસ આર્ય પ્રજામાં દેખાય છે. એ હ્રાસ અક્ષમ્ય છે, એ હ્રાસ નહિ અટકે તો તેના વિષમ પરિણામો જે અનેક રીતે સંભળાય છે તે અનુભવવા પડશે. જેટલે જેટલે અંશે વિષમતા વધી છે તેટલે તેટલે અંશે સંસ્કાર-ધન નાશ પામ્યું છે, એ ચોક્કસ છે. વિષમતાને દૂર કરવા માટે લેવાતા સેંકડો ઉપાયો ત્યાં સુધી સફળ નહિં થાય કે જ્યાં સુધી સંસ્કાર-ધનના વિકાસ અને ખીલવણી માટે ઉપેક્ષા રખાશે.

પ્રાથમિક સંસ્કારો કોનામાં કેવા હોવા જોઇએ તેનું ટૂંક દર્શન આ પ્રમાણે છે.

સંસ્કારોનું મૂળભૂત કારણ માતૃ સંસ્થા છે. તે જો પોતાના ઉચ્ચ સંસ્કારો જાળવી રાખે તો દિવસે દિવસે ગૂંચવાતો-જટિલ બનતો આ પ્રશ્ન શીઘ્ર સરલ બનશે.

માતૃપદને પગથિયે ચડતી સ્ત્રીમાં સંયમ એ પ્રથમ આવશ્યક છે. તેનામાં ઇન્દ્રિયો ઉપર સંયમ હોવો જોઇએ. એની આંખ, વિલાસી રૂપ-દર્શનની પિપાસુ ન હોય. એની જીભ-જિહ્‌વા આરોગ્યને હાનિકારક અને ઉત્તેજન કરનાર આહારના સ્વાદની લોલુપ ન હોય. એની સ્પર્શેન્દ્રિય, વિજાતીય સ્પર્શની વાંચ્છના પણ ન સેવે. એનું મનોબળ અડગ હોય. એ એવી જીવનચર્યા સેવે કે જોનાર પણ તેને જોઇને શાંત અને નિર્વિકાર થાય. ટૂંકમાં એનામાં ઉછાંછળાપણું ન હોય.

સ્ત્રીજીવનમાં ત્યારબાદ બીજું પગથિયું માતૃત્વનું આવે છે. માતા બનેલી સ્ત્રીની જવાબદારી વધે છે. તેને પોતાના જીવનની સાથે બાળકના જીવન ઉપર પણ પૂર્ણ ધ્યાન આપવાનું હોય છે. સંસ્કારી માતા જ બાળકને સંસ્કારી બનાવી શકે છે.

બાળકની ચેષ્ટાઓ ઉપર માતાએ ખૂબ ખ્યાલ રાખવો જોઈએ, બાળકની ચેષ્ટાઓ બાળ છે એમ માનીને તેના પ્રત્યે દુર્લક્ષ કરવું તે મોટી ગેરસમજ છે. બાળચેષ્ટાઓ, તેનાં ભાવી સંસ્કારની અચૂક સૂચક છે. એટલે સારી ચેષ્ટાઓના પોષણદ્વારા, બાળકમાં કોઈ પણ કુચેષ્ટાઓ દેખાય તો તે સત્વર માતાએ દૂર કરવી.

બાળક રોતું હોય તો અન્ય સર્વ કાર્ય મૂકીને પ્રથમ તે શાથી રોવે છે? તે યથાર્થ રીતે જાણી લેવું અને રોવાનું કારણ દૂર કરી બાળકને શાન્ત રાખવું.

બાળકને ગીત કે વાર્તા એવા કહેવા-સંભળાવવા કે જેથી બાળકમાં સંસ્કારો પોષાય.

એક બાળક જોઈતા પ્રમાણમાં જ્યાં સુધી ન કેળવાયું હોય ત્યાં સુધી અર્થાત્ ઓછામાં ઓછા પાંચ વર્ષ સુધી માતાએ, અન્ય સંતાનની માતા બનવા માટે માનસિક ઈચ્છા પણ કરવી નહિ, થાય તો દબાવવી. બાળકના પ્રથમ પાંચ વર્ષ સુધી વિશુદ્ધ શિયળ અને સંયમ સાચવતી માતા, બાળકને પણ સંયમી-નિર્વિકાર અને દૃઢચારિત્રી કરે છે

સ્ત્રીજીવનમાં માતા થયા પછી ક્રમશઃ જવાબદારી વધતા. ગૃહસ્થાશ્રમનો સમગ્ર ગૃહજીવનમાં રહેલો ભાર તેના પર આવે છે. પોતાની સ્થિતિ પ્રમાણે ઘર ચલાવવું, નિભાવવું, શ્રીમન્તાઈમાં ઉદ્ધતાઈ અને ઉડાઉપણું ન રાખવું, ગરીબાઈમાં ખિન્નતા ન સેવતાં કરકસરથી નિર્વાહ કરવો. મિતભાષિત્વ, મિષ્ટતા ઇત્યાદિ ગુણો સ્ત્રીમાં ગૃહિણીપદે વિરાજવા માટે જરૂરી છે.

કડપ સાથે સમતાને ધારણ કરતી સ્ત્રી જ પુત્રવધૂ ઘરમાં આવ્યા બાદ ઘરને સ્વર્ગસમ સરજી શકે છે. આળસ તો સ્ત્રી જીવનમાં મહાન હાનિકારક છે.

ઉપરોક્ત સર્વ સ્ત્રીજીવનમાં જરૂરી જે બતાવ્યું છે તે ત્યારે જ મળે છે અને મળ્યું હોય તો સ્થિર રહે છે, કે જો સ્ત્રી ધર્મને ન ભૂલે, ધર્મસેવનમાં તત્પર રહે. ધર્મ જ સર્વનું સાધન છે. સાધન સિવાય સાધ્યસિદ્ધિ સ્વપ્ન માત્ર છે.

સંસ્કારના સંરક્ષણની જવાબદારી બીજી કક્ષાએ પુરુષો ઉપર આવે છે. વ્યવહારમાં પુરુષને માથે પૈસા પેદા કરવાની એક માત્ર ફરજ ન હોય ? એમ માની લેવાયું છે. પણ તે સદન્તર ભ્રામક છે. વ્યવહાર પૈસા વગર નભતો નથી તે સાચું, પણ વ્યવહાર અને વસુ ( ધન ) એ બે જ પુરુષને સાધ્ય છે તે સાચું નથી, એટલે પુરુષે પોતાના માનસમાં પ્રથમથી એવા પ્રકારના ખોટા મંતવ્યો-ખ્યાલો પેસવા દેવા નહિં અને પ્રવેશ્યા હોય તો દૂર કરવા.

એવા પ્રકારના જે સ્વાર્થી વિચારો છે તે શિષ્ટજનોની નજરે અતિશય તુચ્છ અને વિકાસના અવરોધક છે, એટલે એવા વિચારો ઉત્પન્ન ન થાય તેવું વર્તન કેળવવું. એ વર્તનમાં જોઈતો સૌથી અગત્યનો ગુણ સત્ત્વ છે. અર્થાત્ પુરુષે વિકાસ સાધવા માટે સાત્ત્વિક થવાની ખાસ જરૂર છે. પુરુષ-પુરુષાતન હોય તો જ વાસ્તવિક પુરુષ કહી શકાય છે.

સત્ત્વગુણ સાથે પુરુષમાં આવશ્યક બીજો ગુણ ઉદારતાનો છે. સાત્ત્વિક અને ઉદાર પ્રકૃતિનો પુરુષ પ્રાયઃ નીતિને પન્થે વિચરનાર જ હશે. એનું વર્તન જોઈને બીજા એના સ્નેહી સંબંધીઓ ગૌરવ લેશે. બાળવયમાંથી પસાર થતાં પહેલાં જ સત્ય, સત્ત્વ, સંતોષ, સદાચાર ને સંયમ એ પાંચ સકારની સાથે મિત્રતા-સૌહાર્દ સાધી લેવું કે જેથી જીવનભર સુખ પોતાનો સાથ ન છોડે. બાળક

વિદ્યાર્થી મટી યૌવનમાં પ્રવેશતાં પુરુષોને માટે ભાગે યૌવનના ઉન્માદો વિવેકશૂન્ય બનાવી મૂકે છે. જેથી તેમને સારાસાર, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, વાચ્યાવાચ્ય કે કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરવાની પણ સમજ હોતી નથી. એટલે એ યૌવનનો ઉન્માદ ન ચઢે એ માટે ખૂબ સાવધ રહેવું જરૂરી છે

જો યૌવનના થનગનાટને સવળે માર્ગે દોરી લેવામાં આવે તો તેથી ઉન્માદના ગેરલાભથી બચી જવાય ને ઉલટો લાભ થાય છે યૌવનમાં ધનાર્જન માટે નીતિપરાયણતાની છાપ પાડવા-સાચવવા ખાસ કાળજી રાખવી જોઈએ. એ છાપ ત્યારે જ પડી શકે છે કે, જો પુરુષ લોભી ન હોય.

યૌવનમુક્ત થઈને વૃદ્ધ વય તરફ ધસતો પુરુષ પ્રાયઃ શિથિલ બનતો જાય છે તે વય આવે, ત્યારે બાહ્ય જંજાળ તરફ સદન્તર દુર્લક્ષ કરીને શાન્ત જીવન જીવવું જોઈએ.

કેટલીક વખત એમ પ્રશ્ન થાય છે કે, માત-પિતા અસંસ્કારી હોવાને કારણે સંતતિ અસંસ્કારી થાય છે ને એ બાળકો જે પ્રથમથી જ અપસંસ્કારનો ભોગ થઈ પડ્યા હોય છે, તે મોટી ઉંમરના થતા કોઈ પણ રીતે સુધરી શકતા નથી. એમની સ્થિતિ તો પુનરીતિ પુનરેવ પાપી ॥ જેવી થાય છે, એ સાચું છે; છતાં જીવનયાત્રા એ બાજુ નથી એમ તેવા અસંસ્કારીને પણ પ્રબલ પ્રયત્નોપૂર્વક સુધારી શકાય છે. તે પરિણામી પદાર્થ છે એટલે જાગ્યા ત્યારથી સવાર સમજી દરેક પોતાનું જીવન સંસ્કાર-સૌરભથી સુવાસિત બનાવે ને સુખી બને.

●

## ૨. બાલજીવન અને તેના સંસ્કારો

અહિં બાળક તરીકે વયની અપેક્ષા લેવાની છે, ને તે બે રીતે લેવામાં આવે છે. એક આઠ વર્ષ સુધીની ઉંમર અને બીજી સોળ વર્ષ સુધીની ઉંમર. अष्टवर्षो भवेद् बालः । બી અને आषोडशाद् भवेद् बालः । આ વાક્યો, બાળક ક્યાં સુધી ગણવો તેને માટે પ્રસિદ્ધ છે.

ચાલુ વ્યવહારમાં સમજણશક્તિનો અભાવ આઠ વર્ષ સુધી એકન્દર રહે છે. અને એ રીતે જે બાળક શબ્દનો વાચ્યાર્થ છે, તે અપેક્ષાએ આઠ વર્ષ સુધીનો બાળ કહેવાય છે.

આઠ વર્ષ બાદ અમુક પ્રકારની સમજશક્તિ પ્રગટ થઇ હોય છે, પણ તે સમજમાં પ્રૌઢતા આવી નથી હોતી એટલે આઠથી સોળ વર્ષની વયના બાળકો માટે "વિદ્યાર્થી" શબ્દ પ્રચલિત છે.

જીવનના આરંભથી ચાર-પાંચ વર્ષનો કાળ શરીરના અમુક પ્રકારના બંધારણમાં જાય છે. ખાન-પાન અને શયન એ ત્રણ પ્રધાનપણે એ જીવનમાં હોય છે. લગભગ એ વય સુધીના બાળકો પન્દર કલાક પર્યન્ત નિદ્રા લે છે. પાંચ-સાત વખત તેમને ખાવાની ઓછામાં ઓછી જરૂર રહે છે.

માતા કે અન્ય કોઇ પાલકની પૂર્ણ જરૂરીયાત તે દરમિયાન રાખવી પડે છે.

પાંચ વર્ષ સુધી બાળક જેવું દેખે છે ને સાંભળે છે તેવા સંસ્કારો તે ગ્રહણ કરે છે, એટલે બાળકનાં પાલનની જેને માથે જવાબદારી છે તે તેના સારા નરસા સંસ્કાર માટે પણ જવાબદાર છે.

બાળકના પાલકે તેનામાં સારા સંસ્કાર પડે તે માટે સંપૂર્ણ કાળજી રાખવી જોઈએ. જેમ તેમ કરીને તેને મોટું કરી દીધું એટલે પત્યું એમ બેદરકારી ન રાખવી જોઈએ. એવી ઉપેક્ષાને કારણે અસંસ્કારી નિવડેલાં બાળકો પોતાને અને પરને ભારરૂપ થઈ પડે છે.

બાળકના સંસ્કાર માટે શું કરવું તેની ટૂંક યાદી આ પ્રમાણે છે-

૧. બાળકના માતા-પિતાએ અથવા જે તેનું પાલન કરતા હોય તેણે પૂર્ણ સંયમી રહેવું. અસંયમી પાલકો બાળકને અસંયમી બનાવે છે. જીવનની ઉન્નતિનું મૂળભૂત કારણ કોઈ હોય તો તે સંયમ છે અને અવનતિનું કોઈ પણ કારણ હોય તો તે અસંયમ છે.

૨. નાનાં બાળકો કાંઈ નથી સમજતાં એમ માનવાની રખે કોઈ ભૂલ કરે. જે કાંઈ તેઓ જુવે છે કે સાંભળે છે તે સર્વ તે ગ્રહણ કરે છે. ફક્ત તેને વ્યક્ત કરવાની શક્તિ તેનામાં નથી હોતી.

૩ કોઈ કોઈ બાળક તો ચેષ્ટાદ્વારા પોતાની સમજને વ્યક્ત પણ કરે છે.

રજપૂતાણીની એક વાત છે. ફક્ત ૧ાા-૨ વર્ષનો બાળક હતો. રજપૂતાણીના પડખામાં તે સૂતો હતો. બાળકનો પિતા તે શયનખંડમાં આવ્યો. પોતાની પત્ની સાથે મજાક વાર્તા-ચેષ્ટા કરવાની શરૂઆત કરતાં જ સામે સૂતેલા બાળકે મુખ ફેરવી લીધું, પડખું ફેરી નાખ્યું. એ બાળક મહાન થયો.

ઉપરની હકીકત કોઈ કલ્પિત નવલ જેવી નથી પણ ખરેખર બનેલી વાત છે. એ હકીકત અનુકરણીય છે એમ દરેક સમજદારને લાગ્યા સિવાય નહિ રહે.

એથી સમજવું જોઈએ કે, માતાની સારી યા નરસી, ઉચિત કે અનુચિત દરેક ચેષ્ટા બાળક સમજી શકે છે, જાણી શકે છે.

ગર્ભમાં રહેલ બાળક પણ જ્યારે તેની માતાના સારા અને નરસા સંસ્કારો ગ્રહણ કરે છે, તો જન્મ્યા પછી પૂછવું જ શું? માટે બાળકના ભલા ખાતર પણ તેના પાલકે સંયમી બનવું જરૂરી છે.

બાળકના પાલકે પોતાના વચનવ્યવહાર ઉપર ખૂબ ખ્યાલ રાખવો. જેવું તે સાંભળશે તેવું શીખશે. વચનવ્યવહારના બે પ્રકાર છે. એક તો બાળકની સાથે સીધો સંબંધ રાખતો ને બીજો બાળક સાંભળતો હોય ત્યારે બીજા સાથેનો.

તેમાં અતિશય નાના બાળકને સુવરાવવા માટે ગીત વગેરે ગાવામાં આવે છે તે અને તે રોતું હોય ત્યારે છાનું રાખવા માટે ધાક-ધમકીના શબ્દો કે બીજા કોઈ શબ્દો તેને સંભળાવવામાં આવે છે તે.

તેમાં ગીત યા વાર્તા બાળકને જે કહેવામાં આવે તે ગમે તેવાં ન હોવાં જોઇએ. બાળક સત્ત્વશાળી અને ધાર્મિક બને એવાં ગીત અને વાર્તા કહેવાં જોઇએ.

શિવાજીને શૂરવીર સર્જવામાં જીજીબાઈએ ગાએલા હાલરડાંનો નાનોસૂનો હિસ્સો નથી.

સતી મદાલસાએ ગીત ગાઈ-ગાઇને પોતાના સંતાનોને અધ્યાત્મ માર્ગે દોર્યા હતા, એ વાત પણ પ્રચલિત છે.

બાળકની જનેતાએ જાણવું જોઇએ કે, જેનો નવ-નવ મહિના ભાર વહન કર્યો છે, તેને જન્મ આપ્યો ને જેમ તેમ કરી ઉછેરી લીધો એટલે પત્યું એમ નહિં પણ તે નામાંકિત બની પોતાનું કુળ અજવાળે, બાપ-દાદાની આબરૂને બટ્ટો ન લગાડે એવો થાય, એમ માનવું જોઇએ અને એવો બનાવવા માટે પ્રયત્નો કરવા જોઇએ.

આવી હોય અને તેને બહાર કાઢવી હોય તો તેઓ "જા! બેન બહાર નીકળો....ઇત્યાદિ" શિષ્ટ વચનોથી બહાર કાઢતા. આ પ્રમાણેના શબ્દવ્યવહાર માટે કારણ પૂછતાં તેઓ જણાવતા ગધેડીને ગધેડી કહીએ તો બાળક એ શબ્દ બોલતાં શીખી જાય અને જેના તેના પ્રત્યે એ પ્રમાણે બોલ્યા કરે.

પૂર્વના કાળમાં ધર્મનિષ્ઠ કુટુમ્બો બાળકમાં અને કુટુંબમાં સારા સંસ્કાર પડે તે માટે–સાયંકાળે એકઠા મળી સારી–સારી વાતો કરતા, નીતિ અને ધર્મની કથાઓ કુટુંબના વિશિષ્ટ પુરુષો સંભળાવતા. અંદરઅંદરની વાતચીતના પ્રસંગમાં પણ હલકા કે અશિષ્ટ શબ્દપ્રયોગો આવતા નહિ.

માટે બાળકને સંસ્કારી બનાવવા માટે તેના પાલકે પોતાના વચનવ્યવહાર ઉપર પૂરતી કાળજી રાખવી જોઇએ.



●

# ૩. આરોગ્ય

બાળજીવનને સંસ્કારી બનાવવા ત્રીજું આવશ્યક અંગ બાળકના શરીર-મનના આરોગ્ય સંબંધી છે.

પાંચ વર્ષ સુધી બાળકોના આરોગ્ય ઉપર ખાસ સાવધાની રાખવાની આવશ્યકતા છે. પ્રાચીન વચનો આપણને કહે છે કે 'શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્' શરીર એ નિશ્ચયે ધર્મનું પ્રધાન સાધન છે. એ જ ઉક્તિને સહેજ ફેરફાર સાથે વિચારીએ તો શરીર માટે કહી શકાય કે 'શરીરમાદ્યં ખલુ સર્વસાધનમ્'; શરીર એ ખરેખર સર્વનું મુખ્ય સાધન છે. 'પહેલું સુખ તે જાતે નર્યા' 'શરીરે સુખી તો સર્વ વાતે સુખી' ઇત્યાદિ વચનો શરીરના આરોગ્ય ઉપર ખૂબ ભાર મૂકે છે.

એ શરીરનું મૂળભૂત બંધારણ શરૂના પાંચ વર્ષમાં બંધાય છે. પ્રારંભના પાંચ વર્ષ સુધી બાળકના આરોગ્ય માટે તેના પાલકે ખાસ સાવધાની રાખવી જોઈએ.

આરોગ્યનો મુખ્ય આધાર આહાર ઉપર છે.

અહિં આપણે આહારના લાંબા પીંજણમાં ન ઉતરીએ તો પણ એટલું તો ખાસ જાણવું જરૂરી છે કે-અમુક આહાર, અમુક પ્રકારનું પોષણ આપનાર છે, ને અમુક આહાર, અમુક પ્રકારનું નુકસાન કરનાર છે

બાળકના શરીરને માફક આવે અને સારી રીતે શરીરને પુષ્ટ કરનારો સાત્વિક આહાર કોઈ હોય તો, તે દૂધ છે.

પશુધનપ્રધાન આર્યાવર્તમાં પૂર્વે પાંચ વર્ષ સુધીના બાળકને કેવળ દૂધ ઉપર જ ઉછેરવામાં આવતાં હતાં. દૂધમાં પણ બાળકની જન્મદાત્રી માતાનું દૂધ બાળકને સૌથી વિશેષ હિતકારી અને પોષક છે. સંયમી માતા બાળકને પોતાના દૂધથી ઓછામાં ઓછું ત્રણ વર્ષ સુધી પોષણ આપી શકે છે. બાર બાર વર્ષના બાળકને પણ સ્તનપાન કરાવતી જનેતાઓ ક્વચિત્ ક્વચિત્ જોવામાં આવે છે.

માતાના દૂધથી ઉતરતી કક્ષાએ બાળકને માફક આવતું, આરોગ્યને હાનિ નહિ પહોંચાડતું પોષક દૂધ બકરી અને ગાયનું છે.

વિલાસ-વિકૃતિ અને અસંયમમાં અતિશય આગળ વધી ગયેલી આજની પ્રજા બાળક પોષણ અને આરોગ્ય તરફ ખૂબ બેદરકારી સેવે છે.

આજની માતાઓ પૂરતો સંયમ સાચવતી નથી. અસંયમનો ભોગ બનેલી જનેતાઓ નંખાઈ ગયેલ શરીરથી કંટાળી જાય છે. પોતાના જ બાળકને પૂરું એક વર્ષ પણ સ્તનપાન કરાવવું એ તેમને ભારભૂત લાગે છે.

બાળકના આહારમાં બીજું ધ્યાન એ આપવાનું હોય છે કે, તે ક્યારે-ક્યારે ભૂખ્યું થાય છે, કેટલું દૂધ પીવે છે, દિવસમાં કેટલી વખત પીવે છે, એક વખત ખાધા પછી ફરી કેટલા કાળે તેને પીવાની રુચિ જાગે છે, ઇત્યાદિ નિયમિતતા ઉપર ખાસ લક્ષ્ય આપવું જોઇએ.

ગમે ત્યારે ગમે તેમ બાળકને આપવામાં આવતો આહાર અપકારક બને છે.

આહારની સાથે સંબંધ ધરાવતું થોડુંક બાળવૈદ્યું પણ બાળકના પાલકે જાણી લેવાની ખાસ જરૂર છે.

દવા જે રીતે દર્દને દૂર કરનાર છે, તે જ રીતે જો દવા ઉચિત રીતે લેતાં કે દેતાં ન આવડે તો નવા દર્દને જન્મ આપનાર છે, વિષ છે. બાળશરીર ઉપર દવાની સારી કે માઠી અસર તરત જણાઈ આવે છે.

બાળકને વ્યાધિ થવાનાં ખાસ કારણો ત્રણ છે:—

૧. માતાના શરીરના દોષો ધાવણદ્વારા બાળકના શરીરમાં જવાથી બાળકને રોગ થાય છે. ૨. દાંત ફૂટવાના કાળ દરમિયાન બાળકનું શરીર, જો બરાબર ધ્યાન રાખવામાં ન આવે તો રોગનું ભોગ બને છે. ૩. શરદી-ભેજ, ગરમી ઇત્યાદિ ઋતુજન્ય વાતાવરણને લીધે અમુક વ્યાધિ થઈ આવે છે.

વ્યાધિને દૂર કરવાનો સારો ને સહેલો ઉપાય એ છે કે—તેનાં કારણો શોધી પ્રથમ સત્વર દૂર કરવાં. જે કારણથી જે વ્યાધિ થયો હોય તે કારણ દૂર થયે વ્યાધિ શીઘ્ર દૂર થાય છે. કારણ ચાલુ રાખીને રોગ હટાવવા માટે જે પ્રયત્નો કરવામાં આવે છે, તે સર્વે મોટે ભાગે નિષ્ફળ જ હોય છે, એટલે બાળકના વ્યાધિનું નિદાન જાણીને ઉચિત ઉપાયો લેવાથી તે તુરત તંદુરસ્ત બને છે.

જેનું શરીર તંદુરસ્ત રહે છે, તેની માનસિક તંદુરસ્તી પણ મોટે ભાગે સારી હોય છે.

શારીરિક આરોગ્યનું એક બીજું અંગ સ્વચ્છતા છે. બાળક પોતે અણસમજુ અને અવિકસિત હોવાને કારણે, સ્વયં મલિનતા દૂર કરી શકતું નથી, એટલે બાળકને સ્વચ્છ રાખવાની જવાબદારી તેના પાલકની છે. જો બાળકના આહારને નિયમિત અને વ્યવસ્થિત કરવામાં આવે તો તેના મલમૂત્ર પણ સમયસર અને નિયમિત બને. એ અસંભવિત નથી. અનાયાસિત તો એમ બનેલાં અનેક, જો તેમના પાલકો અણજાણ હોય તો. કલાકો સુધી મલિન...

પડ્યાં રહે છે, ને ગંદકી જમ્યા કરે છે. અને ઉપરથી એ અનિયમિત બાળકોના પાલકોને પણ એટલું જ સાવધાન રહેવું પડે છે. એવા બાળકની માતા છૂટથી બાળકને લઈને કે ઘેર મૂકીને બહાર લાંબા સમય માટે જઈ શકતી નથી. બીજી બાજુ નિયમિત રીતે ચાલતી ઘડિયાળની માફક કેટલાએક બાળકો આવી બાબતોમાં સુવ્યવસ્થિત રહે છે, અને એ રીતે તેઓ પોતાને તથા પરને એમ બન્નેને ઓછા ઉપાધિરૂપ થાય છે. સુકોમળ અંગોપાંગવાળું રમણીય-રૂપાળું બાળક પણ જો અશોચની સ્થિતિમાં અવ્યવસ્થિત હોય તો તેને રમાડતાં ને લેતાં બીજા અચકાય. જ્યારે એ બાબતમાં નિયમિત રહેતા નાના બાળકને કલાકોના કલાકો સુધી બહાર લઈ જતાં કોઈને ભીતિ રાખવી પડતી નથી.

આ બાબતમાં કેટલાએક નાની વયના-તદ્દન નાની વયના બાળકો પણ એવી ચતુરાઈ દાખવે છે, જે જોઈને બીજા આશ્ચર્ય પામે. પોતાને મળમૂત્રની હાજત થતાં તેઓ અમુક રીતે પોતાના પાલકને ખબર-ભાન કરાવે છે, ને ગંદુ વાતાવરણ થવા દેતાં નથી. જ્યારે કેટલાએક અણઘડ બાળકો અમુક વયના થવા છતાં તે-ગમે ત્યારે ગમે ત્યાં અને ગમે તેના ખોળામાં કે હાથમાં હોય તો પણ મળમૂત્ર વિસર્જન કરે છે ને કંટાળો નીપજાવે છે; પણ આવા સંયોગોમાં બાળક ઉપર કંટાળો કરવો એ ઉચિત નથી. એને કેળવવું એ ઉચિત છે. ગંદા વાતાવરણથી પણ કેટલાએક અસંસ્કારો જન્મે છે ને ઘર કરી જાય છે. સ્વચ્છ વાતાવરણથી સારા સંસ્કારો પડે છે.

સ્વચ્છ બાળક બીજાને આકર્ષે છે.

ચોથું એક અંગ રમત-ગમ્મતના સાધનોનું છે. બાળક વારંવાર પજવે નહિં, ડખલ કરે નહિ, તે માટે તેને રમવા માટે જુદા સાધનો રાખવામાં આવે છે. જાગૃત અવસ્થાનો વધુ વખત બાળકો, એ રમકડાના સહવાસમાં જ વીતાવે છે.

રમકડાં અને રમાડનાર એ બન્ને કેવા હોવા જોઈએ એ માટે બહુ જ ઓછા માણસો વિચાર કરે છે. ટૂંકમાં એ બાબત બે રીતે વિચારવાની રહે છે. એક સંસ્કારની અપેક્ષાએ અને બીજી આરોગ્યની દૃષ્ટિએ.

પ્રથમ બાળકને માટે પસંદ કરવામાં આવતાં રમકડાંમાં કે જેમાં ખરાબ ચિત્રણ હોય, જેમાં આકૃતિઓ વિચિત્ર હોય, જેથી બાળકના મન ઉપર ખરાબ છાપ પડવાનો સંભવ હોય એવાં રમકડાંઓ સર્વથા ત્યાજ્ય છે. બાળકને રમાડનાર જે કોઈ રાખવામાં આવે તે પણ જો અસંસ્કારી અને અસભ્ય હોય તો તે પણ તે જ ક્ષણે છોડી દેવા યોગ્ય છે.

બીજું બાળક બાળસ્વભાવને લઈને તેને જે કાંઈ હાથ આવે છે તે તરત મોંમાં નાખે છે. એટલે રમકડાંની પસંદગીમાં પણ એ ધ્યાન આપવા લાયક છે કે—જે વસ્તુ બાળકને માટે રમકડાં તરીકે લેવામાં આવે છે, બાળકને આપવામાં આવે છે, તે બાળક મોંમાં નાંખે છતાં તેના આરોગ્યને નુકશાન કરનાર નથી ને ! રંગવાળા રમકડાંથી શરીરને હાનિ પહોંચે છે. એવા રંગવાળા રમકડાં પણ અપકારક છે. એટલે એવાં રમકડાંઓ બાળકને ન આપવાં જોઈએ કે રમકડાંઓ બાળકના મન ઉપર સારા સંસ્કાર ઉપજાવે બાળકના જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરે, બાળકના શરીરને પણ પોષક અને એવા રમકડાં પસંદ કરવા જોઈએ, કિન્ડરગાર્ટન જેવી રીતે કેળવવું જોઈએ કે—બાળક ભવિષ્યમાં પણ પોતાના તે જીવનના સંસ્કારની સુવાસ સંસારમાં ફેલાવે ને અંધારા સંસારને એ ફોરમથી સુવાસિત કરે.

કેટલીક વખત બાળક રોવે છે ત્યારે માતાને એવી સમજ હોય છે કે—બાળક ભૂખ્યું થયું હોય ત્યારે રોવે, પણ એકાન-

વ્યવહાર મોટે ભાગે વ્યાપારપ્રધાન હોય છે. વ્યાપારમાં ગણત્રીની ખૂબ અગત્ય રહે છે એટલે પ્રાથમિક શિક્ષણમાં ગણત્રીનો પાયો મજબૂત હોવો જોઈએ. આજે પ્રાથમિક શિક્ષણ લેતા કોઈ પણ વિદ્યાર્થીને ગણત્રીનો કોઈ સાધારણ પ્રશ્ન કરવામાં આવે ત્યારે તે કેટલો મૂંઝાય છે ને કેવી ગડમથલમાં મૂકાય છે, તે જોતાં સહેજે જણાઈ આવે કે, આજ-કાલ ગણત્રી કરવામાં ખૂબ કચાશ રહે છે જ્યારે ભૂતકાળમાં તે વિષય, ખૂબ સારી રીતે શિખવવામાં આવતો.

ધૂડી નિશાળમાં જ્યારે નાનાં-નાનાં બાળકો પંક્તિબદ્ધ ઊભા રહીને ઉંચે અવાજે ગોખપાટ લેતા ત્યારે તે વિદ્યાર્થીઓમાં આંકના સંસ્કારો કેવા ઊંડા પ્રવેશે છે તે સ્પષ્ટ દેખાતું. ને તે સમયે સર્જાતું સંગીતમય-બાળ સુરીલું વાતાવરણ ઘડીભર જોનારને થંભાવી દેતું. આજ એવા દર્શન દુર્લભ થઇ પડ્યા છે. વિદ્યાર્થીઓમાં ગણત્રીના સંસ્કાર દૃઢ પડે તે માટે પલાખાં પૂછવાનો રિવાજ પણ પ્રાચીન શિક્ષણપદ્ધતિમાં હતો, વિદ્યાર્થીઓમાં અરસપરસ જયારે પ્રશ્ન પૂછાતા ત્યારે સ્પર્ધા અને ચડ-ઉતરથી જન્મતી સ્વમાનની લાગણીઓ થતી અને તેથી તે વિષય તૈયાર રાખવા વિદ્યાર્થી હંમેશા ઉદ્યમ કરતો.

આંક પણ વિદ્યાર્થીને ઓછા ભણાવવાના ન હતા. અગ્યારી સુધીના આંક સાધારણ રીતે વિદ્યાર્થીને આવડતા. તે વખતના ૯-૧૦ વર્ષના વિદ્યાર્થી માટે સહેલામાં સહેલો ગણાતો પ્રશ્ન આજના ઠીક ગણાતા કોઇ પણ તે કક્ષાના વિદ્યાર્થીને પૂછવામાં આવે કે, બારા-બારા કેટલાં? તો માથું ખંજવાળવા લાગશે અથવા તો (બાર ગુણ્યા બાર) ૧૨×૧૨=૧૪૪ કરીને જવાબ આપશે.

રામના આંક મોઢે રાખનાર વિદ્યાર્થી આજે ગોત્યા પણ નહિ જડે. હા, હજી પણ પ્રાચીન આંક શિખવાની રીતિને જાળવી

રાખનાર મારવાડ છે. ત્યાં ઘણા વિદ્યાર્થીઓ આ વિષયમાં આગળ વધેલા મળી આવશે.

(સાડા-ત્રણ) ૩॥ ના આંક કે જે ઊંઠાના નામે પ્રસિદ્ધ છે, તેથી પણ આગળ (સાડા-ચાર) ૪॥ ના આંક ઢંચા તરીકે મારવાડમાં શિખવવામાં આવે છે. યાદ રાખવામાં આગળ પડતાં વિદ્યાર્થીઓ ૪॥ થી પણ આગળ ૫॥ વગેરે ઠેઠ (સાડા-નવ) ૯॥ સુધી શિખે છે. તે જ કારણે બીજી બાબતોમાં મંદ જણાતો મારવાડી વર્ગ આ ગણત્રીની બાબતમાં સૌ કરતાં મોખરે આવે છે જ્યારે ગણત્રીમાં કાચા વિદ્યાર્થીઓ અલ્પ પ્રયત્નમાં સાધ્ય વાચનકળામાં ઠીક જણાય છે.

આ બાળ વિદ્યાર્થીઓને જ્યારે નવી નિશાળમાં બેસાડવામાં આવે છે, ત્યારે એક હકીકત સ્પષ્ટ દેખાય છે કે-તે બાળક આનંદથી. હસ્તે મોઢે નિશાળમાં નથી જતો. તેને પરાણે બેસાડવો પડે છે, પછીથી પણ બળજબરીથી તેને નિશાળે મોકલવામાં આવે છે. કેટલીક વખત ટાંગાટોળી કરી નિશાળે લઈ જવામાં આવે છે. એટલે વિદ્યા તરફ બાળકનું સ્વાભાવિક આકર્ષણ નથી એ સ્પષ્ટ છે.

બાળ-માનસ સિવાય આકર્ષણ માટેની સામગ્રીની ખામીઓ પણ તે અંગે પૂરી જવાબદાર છે. તે સામગ્રીઓમાં કેટલીક આ છે.

૧. બાળ-માનસને સમજીને આનંદ આપી વશમાં રાખી શકે તેવા શિક્ષક જોઈએ.

૨. નાના બાળકો માટે મન-પસંદ વાતાવરણ નિશાળમાં રહેવું જોઈએ.

૩. બાળકને આકર્ષણ માટે પ્રલોભનોની અમુક વ્યવસ્થા જોઈએ (કેવળ પ્રલોભનોનું આકર્ષણ બાળકની માનસિક સ્થિતિમાં અનેક પ્રકારના કુસંસ્કાર જન્માવે છે. એટલે એવી કોઈ લાલચુ વૃત્તિ બાળકમાં ઘર કરી ન જાય તેની પૂરેપૂરી તકેદારી રાખવી આવશ્યક છે.)

૪. પ્રકૃતિથી મિલનસાર બાળકોનો સહવાસ.

૫. નિશાળે જવાથી થતા લાભની સમજૂતી બાળકો સમજી શકે તે રીતે તેને આપવી.

૬. નિશાળે ન જાય તો સાત્વિક ભયની લાગણી ઉત્પન્ન કરવી

૭. વિદ્યાને અનુરૂપ બાળકના પાલકવર્ગનું વાતાવરણ.

કેટલેક સ્થળે બાળકો માટે ઉપર જણાવ્યા પ્રમાણેના કેટલાક અંગો સાચવીને બાળકેળવણી માટેની શાળાઓ ચાલે છે. જેને મોન્ટેસરી પદ્ધતિની શાળાઓ કહેવામાં આવે છે, તો પણ તેમ વિદ્યાની સ્થિરતા અને વિકાસ કરતાં બાળકને પ્રસન્ન રાખવાનુ લક્ષ્ય વધુ પડતું મહત્ત્વનું થઈ જવાને કારણે બાળકને માટે તે રીત પણ વિદ્યાપ્રાપ્તિમાં અસફળ નીવડી છે, માટે ઉચિત પ્રયત્નો જરૂરી છે. ઉપર જે વાત ચર્ચી તે સર્વ વ્યવહારિક કેળવણી અંગે થઈ. આજ-કાલ જીવનમાં વ્યવહારિક કેળવણીએ એવું સ્થાન જમાવ્યું છે કે તે વગરનું જીવન જીવન જ ગણાતું નથી. સાથે એ પણ નિશ્ચિત છે કે જીવનવ્યવહારનું તે એક આવશ્યક અંગ હોવાથી વ્યવહારના રસિક લોકો તે માટે સર્વ કાંઇ કરી છૂટશે. વ્યવહારનું શિક્ષણ પોતાના બાળકને ગમે તેમ પણ અપાવશે; કારણ કે દરેકનું દૃષ્ટિબિન્દુ પોતાના ઐહિક જીવન પૂરતું સંકુચિત થયું છે.

બીજી બાજુ આર્યાવર્તનું જે વિશિષ્ટત્વ તેના પારલૌકિક હિતના શિક્ષણને લઇને છે, તેના તરફ અત્યંત દુર્લક્ષ્ય અપાયું છે. આત્મા, પરલોક, પુણ્ય, પાપ વગેરેમાં જે શ્રદ્ધા ધરાવતો હોય, આત્મા વગેરે છે એમ જે દૃઢપણે માનતો હોય, આત્માદિના અસ્તિત્વમાં જેને સહજ પણ શંકા ન હોય, તે 'આર્ય'કહેવાય છે.

આર્યનું દૃષ્ટિબિન્દુ કેવળ આ લોક પૂરતું ન હોય. તે પરલોકમાં સાથે આવે, ત્યાં જીવન ઉન્નત રહે એવા કર્તવ્યો અહીં કરે. તે

ને કર્તવ્ય અંગેનું શિક્ષણ તેણે પ્રથમથી જ લીધું હોય. આજે બાળકને અપાતા શિક્ષણમાં પરલોકના હિતની વાત દૂર રહી, આલોકના હિતની વાત પણ યથાસ્થિત આપવામાં નથી આવતી, એ દુઃખદ ઘટના છે. પરલોકની સુન્દર સ્થિતિમાં પ્રધાન હેતુભૂત ધર્મ છે અને આ લોકની સુન્દરતામાં પ્રધાન કારણ નીતિ છે. આજનું શિક્ષણ લીધેલો વર્ગ ધાર્મિક નહિં જેવો છે ને નીતિના પાલનમાં શિથિલ છે.

નીતિમાં સારી રીતે સ્થિર રહેતો માણસ ધાર્મિક સ્થિતિમાં પ્રવેશ માટે યોગ્ય ગણાય છે. નીતિ વગરનો માણસ ધર્મના આચરણ સેવતો હોય, તો તે મોટે ભાગે દંભમાં જાય છે. નીતિમાં સ્થિરતા કેળવવા માટે સત્ત્વ સૌથી આવશ્યક છે. મન્દસત્ત્વ માણસ નજીવા કારણસર નીતિના પગથીએથી ઉતરી પડે છે. એટલે બાળકને સાત્ત્વિક બનાવવા માટે પ્રાથમિક શિક્ષણમાં તેના ઉપાયો યોજવા જોઈએ.

વાર્તાદ્વારા બાળકમાં સારા સંસ્કારો ઉતરે છે, એટલે બાળકોને કહેવામાં આવતી વાર્તાઓ સત્ત્વપ્રધાન હોય તો બાળક સાત્ત્વિક વૃત્તિનો બને. જો સત્ત્વની ખીલવણી સારી થાય તો સાહસવૃત્તિ આપોઆપ ખીલી નીકળે છે. સત્ત્વશાળીનું સાહસ કદી પણ અવિચારી હોતું નથી અવિચારી સાહસ કરતાં તેને સત્ત્વ જ રોકી રાખે છે. વિચારપૂર્વક ઉચિત સાહસ કરીને સાત્ત્વિક માણસ નામના મેળવે છે. સત્ત્વ અને સાહસની સાથે જરૂરી બીજા બે ગુણ સત્ય અને સદાચાર છે. તેનાં બીજ પણ પ્રથમથી જ પડવાં જોઈએ.

· હાલમાં બાળકોને કહેવાતી વાતો કાં તો રમૂજી હશે, નહિં તો પ્રેમપ્રધાન હશે. કેટલીક સાહસકથાઓ પણ બાળકને કહેવાય છે. પણ તે એવી કે તેથી બાળકને સાહસ કરવાની પ્રેરણા ન મળે, પણ તે આશ્ચર્ય અને અદ્‌ભુતતાની લાગણી અનુભવે. સત્ત્વ-પ્રધાન વાત તો નહિ જેવી જ નજરે પડે છે.

## ૫. વિદ્યાર્થી જીવનમાં ધાર્મિક સંસ્કારો

વિદ્યાર્થીઓમાં ને તેમાં પણ પ્રાથમિક શિક્ષણ લેતાં વિદ્યાર્થીઓમાં ધાર્મિક સંસ્કારના બીજકો ત્યારે જ આવે કે, જ્યારે બાળકનું આજુબાજુનું વાતાવરણ ધાર્મિક હોય. જે કુટુમ્બમાં બાળક ઉછરતો હોય, તે કુટુમ્બ ધાર્મિક રીતરિવાજોનું સારી રીતે પાલન કરતું હોય. બાળમાનસ ઉપર સૌથી વધારે અસર વાતાવરણની પડે છે. એટલે વિશુદ્ધ વાતાવરણ એ જરૂરી અંગ છે.

એ અંગ, આ રીતે સચવાય, બાળક જે ધર્મનો હોય, તે ધર્મના દેવ તત્વ ઉપર બહુમાન જાગે, એવા આચરણ તેની પાસે કરાવવા. દેવની ઓળખાણ, દર્શન અને મહત્ત્વની વાતો બાળકને કહેવી. ધર્મગુરુના સંસર્ગમાં બાળકોને મૂકવા. ધર્મગુરુની વિશિષ્ટતા બાળકના હૃદયમાં ઉતારવી. ગુરુ પ્રત્યે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરવી. ધર્મના સૂક્ષ્મ વિચારો નહિ પણ સ્થૂળ વિચારો બાળકને સમજાવવા. તે સંબંધી વાતો બાળકને રુચે એ રીતે કહેવી.

ભૂતકાળમાં બાળકોને શિક્ષણ ખાસ કરીને એવા ધાર્મિક પુરુષો મારફત આપવામાં આવતું કે જેથી ધાર્મિક વિચારો સ્વાભાવિક રીતે બાળકમાં પ્રવેશતા.

ચાલુ શિક્ષણમાં એવી કોઈ પણ જાતની વ્યવસ્થા નથી. ઊલટું ધર્મ-વિરોધી વિચારો ધરાવતાં શિક્ષિતોને હાથે બાળક કેળવાય છે. એટલે એ કુમળા માનસમા એવા ઝેરી બીજકો પડી જાય છે કે, જીવનમાં ધર્મ કરતાં જુદી દિશામાં જ તે ચાલ્યો જાય છે. ધર્મ પ્રત્યે સદ્‌ભાવ વધારવાની વાત તો દૂર રહી પણ ધૃણા ન વધે એટલુંય જો સાચવવામાં આવે તો ઘણું છે. બાકી

નાના બાળકોમાં વિદ્યાર્થી તરીકે પ્રથમથી તે નીતિના ધોરણમાં સ્થિર બને તે માટે આટલી કાળજી રાખવી જરૂરી છે.

૧. બાળક સભ્યતાપૂર્વક બોલતાં અને બેસતાં શીખે.

૨. બાળકે ગમે તેવો ગુન્હો કર્યો હોય પણ સત્ય બોલે.

૩. નકામી ચેષ્ટાં, નછાજતા તોફાન વિગેરે ન કરે.

૪. શિક્ષક અને સહાધ્યાયી તરફ વિનય અને સન્માન રાખે.

૫. સ્વાર્થસાધુવૃત્તિ તેનામાં ન પ્રવેશે.

આ અને એને મળતાં કેટલાંક ગુણો જો પ્રથમ બાળકમાં આવશે, તો નીતિનું ધોરણ સુન્દર અને વ્યવસ્થિત આપોઆપ બની જશે. નીતિમાં સ્થિર બન્યા પછી ધાર્મિકતા ખૂબ સ્થિર બને છે.



## ૫. વિદ્યાર્થી જીવનમાં ધાર્મિક સંસ્કારો

વિદ્યાર્થીઓમાં ને તેમાં પણ પ્રાથમિક શિક્ષણ લેતાં વિદ્યાર્થીઓમાં ધાર્મિક સંસ્કારના બીજકો ત્યારે જ આવે કે, જ્યારે બાળકનું આજુબાજુનું વાતાવરણ ધાર્મિક હોય. જે કુટુમ્બમાં બાળક ઉછરતો હોય, તે કુટુમ્બ ધાર્મિક રીતરિવાજોનું સારી રીતે પાલન કરતું હોય. બાળમાનસ ઉપર સૌથી વધારે અસર વાતાવરણની પડે છે. એટલે વિશુદ્ધ વાતાવરણ એ જરૂરી અંગ છે.

એ અંગ, આ રીતે સચવાય, બાળક જે ધર્મનો હોય, તે ધર્મના દેવ તત્ત્વ ઉપર બહુમાન જાગે, એવા આચરણ તેની પાસે કરાવવા. દેવની ઓળખાણ, દર્શન અને મહત્ત્વની વાતો બાળકને કહેવી. ધર્મગુરુના સંસર્ગમાં બાળકોને મૂકવા. ધર્મગુરુની વિશિષ્ટતા બાળકના હૃદયમાં ઉતારવી. ગુરુ પ્રત્યે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરવી. ધર્મના સૂક્ષ્મ વિચારો નહિ પણ સ્થૂળ વિચારો બાળકને સમજાવવા. તે સંબંધી વાતો બાળકને રુચે એ રીતે કહેવી.

ભૂતકાળમાં બાળકોને શિક્ષણ ખાસ કરીને એવા ધાર્મિક પુરુષો મારફત આપવામાં આવતું કે જેથી ધાર્મિક વિચારો સ્વાભાવિક રીતે બાળકમાં પ્રવેશતા.

ચાલુ શિક્ષણમાં એવી કોઈ પણ જાતની વ્યવસ્થા નથી. ઊલટું ધર્મ-વિરોધી વિચારો ધરાવતાં શિક્ષિતોને હાથે બાળક કેળવાય છે. એટલે એ કુમળા માનસમા એવા ઝેરી બીજકો પડી જાય છે કે, જીવનમાં ધર્મ કરતાં જુદી દિશામાં જ તે ચાલ્યો જાય છે. ધર્મ પ્રત્યે સદ્ભાવ વધારવાની વાત તો દૂર રહી પણ ઘૃણા ન વધે એટલુંય જો સાચવવામાં આવે તો ઘણું છે. બાકી

વાતચીત અને વાતાવરણમાં ધર્મભાવના પ્રત્યે એટલી સૂગ દર્શાવવામાં આવે છે કે, તેથી આગળ વધતો બાળક ધાર્મિક તો નથી બનતો પણ ધર્મવિરોધી બને છે.

આમ થવામાં ખાસ કારણ તો એ છે કે-શિક્ષકો જેની પાસે બાળક ભણે છે તે વર્ગ, ધર્મ અને ધર્મની મહત્તા સમજતો નથી. શિક્ષકના પોતાના જીવનમાં ધર્મ નહિં હોવાને કારણે ધાર્મિક દૃષ્ટિએ તે ઉતરતા ગણાય છે. વિદ્યાર્થી પાસે પોતાનું મહત્વ ટકાવી રાખવા તે ધર્મની નિન્દા તરફ વળે છે અને એવા જ કારણોસર ધર્મના સાચા-ખોટા વિરુદ્ધ વિચારો તે વાંચે છે ને ફેલાવે છે.

બાળકને ધાર્મિક બનાવવા માટે આ સદન્તર બંધ થવું જોઈએ.

ધર્મપ્રધાન આર્યાવર્તની વિશિષ્ટતા બીજી કોઈ રીતે હોય તે કરતાં ધર્મવિચારણાથી સર્વથી અધિક છે. એ જો દૂર થશે તો ચોક્કસ માની લેવું કે બીજી રીતે અન્ય દેશો સમક્ષ આર્યાવર્ત કંગાળ ગણાશે.

ધર્મ અને આત્મહિત માટે બાહ્ય સુખસાહ્યબીનો સર્વથા ત્યાગ કરી, કુમળી વયના બાળકો ભેખ લે છે તે આર્યાવર્તમાં બીજે એવાં દર્શન તો શું, વાત પણ સાંભળવા નહિ મળે.

ભૌતિક વિકાસમાં સર્વસ્વ સમાયું છે, એ અનાર્ય ભાવનાની આયાત છે. જરૂર ધાર્મિક ભાવના કાંઇક અંશે નછાજતા ભૌતિક વિકાસને અવરોધતી હશે, પણ એથી ધાર્મિક ભાવના વ્યાઘાત છે, એમ માનવું-મનાવવું તદ્દન ભૂલભરેલું છે. આજ, એ અનાર્યની સત્તા નીચે ઉછરેલું આર્યાવર્ત અધ્યાત્મને વિસરી ગયું છે. ભૌતિક પ્રગતિને પ્રાધાન્ય આપી પ્રવૃત્તિ કરી રહ્યું છે.

આ ભૌતિક ભાવનાનું ઝેર એટલું કાતિલ છે કે તેની અસર જેને જેને પહોંચી છે, તેને કોઈ પણ ઓસડ લાગુ પડતું નથી

વિશ્વની પ્રજાને જો તે ઝેરી અસરથી બચાવવી હોય તો ધાર્મિક શિક્ષણમાં એવી વ્યવસ્થા કરવાની જરૂરી છે કે જેથી બાળક કાંઈક આત્માના હિતને સમજે. ભૌતિકમાં સર્વસ્વ ન માને.

આ ભૌતિકવાદની માયાજાળ પણ એટલી તો વિચિત્ર છે —જેમાં ભલભલા મૂંઝાયા કરે છે. તેમાં ફસાયેલા ઠીક ગણાતા કેટલાએક એવી માન્યતા ધરાવે છે કે રાષ્ટ્રોન્નતિ એ જ ધર્મ છે. કેટલા વર્ષો દરમિયાન રાષ્ટ્રભાવના તરફ જનતાનું વલણ એટલું બધું થઈ ગયું છે કે ધર્મભાવના ભૂલી જવાઈ છે પણ એથી કાંઈ સાર નથી.

વ્યક્તિ કે સમષ્ટિ, રાષ્ટ્ર કે વ્યવહાર, કોઈનો પણ ઉજ્જવળ વિકાસ ધર્મને આધીન છે. ધર્મને વિસારીને તે વિકાસ સાધવા માટે જે કાંઈ કરવામાં આવે છે, તે શ્રમ માત્ર છે.

અધર્મના આચરણોથી જો ઉન્નતિ થઈ શકતી હોય તો ઝેર ખાઈને પણ જીવી શકાય. ઝેર ખાઈને જીવી શકાતું નથી, એ જ પ્રમાણે અધર્મ આચરીને સુખી થઈ શકાતું નથી ને વિકાસ સાધી શકાતો નથી.

અહીં એક વસ્તુ સ્પષ્ટ કરવી જરૂરી છે કે—કેટલાએક અધર્મ આચરણ કરતા હોય છે ને સુખી હોય છે. એ કેમ બને? પણ એ શક્ય છે; કારણ કે સુખમાં કારણભૂત ધર્મ—પુણ્ય પણ પૂર્વસંચિત તે આત્મા પાસે હોય છે. વર્તમાનમાં વ્યાપાર—ઉદ્યમ ન કરતો હોય પણ બેઠા—બેઠા ખાતો હોય એટલે એમ ન સમજવું કે—વગર ઉદ્યમે તે સુખી છે. પૂર્વોપાર્જિત ધન-સંચય તેની પાસે છે, તે તે ભોગવે છે. તે પૂર્ણ થયે—ખૂટી ગયે, તે હતો એવો થઈ જશે. એ જ પ્રમાણે પૂર્વસંચિત પુણ્ય ખલાસ થયે બાજી બદલાઈ જાય છે. કેટલીક દેખીતી ઉન્નતિ એવી હોય છે કે જે પરંપરાએ અવનતિને માર્ગે ખેંચી જાય છે પાપ કરતાં સુખી થતા આત્માઓ એ પ્રકારમાં આવે છે.

આ સર્વ વ્યવસ્થિત રીતે જનતા નથી સમજી શકતી, તેનું કારણ એ જ છે કે-બાળપણથી જ વિચિત્ર ખ્યાલો બંધાયા હોય છે

વધુ તો શું પણ આજે જડવાદ જનતાના માનસ ઉપર એટલી અસર કરી ગયો છે કે " આત્મા " નામની કોઈ વસ્તુ છે કે નહિ એવો સંશય ઘણાં ધરાવે છે. આત્મા જેવા પદાર્થનો સદંતર અપલાપ કરનાર શું ભયંકર આચરણ ન કરી શકે? એ કલ્પવું અઘરું નથી. આ સર્વ વિચિત્રતા અટકાવવાને સમર્થ એક જ વસ્તુ છે. બાળકને પ્રથમથી એવા નાસ્તિક ખ્યાલો બાંધવા ન દેવા ને આત્મા વગેરે છે તે દૃઢ ઠસાવવું. એક આત્મા છે એટલું જ સ્પષ્ટ અને મજબૂત ઠસી જાય તો અનેક વિરૂપ આચરણ કરતો આત્મા અટકી જાય છે.

બાળક સ્વતંત્ર નથી, તેને જેવું શાખવશો તેવું તે ગ્રહણ કરશે, તેને કેવું શીખવવું એ તેના પાલકના હાથમાં છે. શિક્ષણથી-સાચા શિક્ષણથી બાળકને વંચિત રાખતા પાલક સમાન કોઈ તેના શત્રુ નથી. અને બાળકને હિતકર શિક્ષણ આપી તેને ઉન્નતિને માર્ગે લઈ જનાર સમા કોઇ તેના ઉપકારક નથી.

બાળકનું હિત શેમાં છે? એ માટે સુજ્ઞને વધુ કહેવાપણું ન હોય બાકી તો ચોર માતા-પિતા પોતાના બાળકને એમજ સમજાવે કે-ભાઈ, આ ચોરીનો ધંધો શીખવામાં જ તારું હિત સમાયેલું છે પણ તે હિતને શિષ્ટ સમાજ હિત ન માને, ભયંકર અહિત માને

સોનું તે સોનું ને કથીર એ કથીર છે. એ જ પ્રમાણે હિત અને અહિત વ્યવસ્થિત છે. હિતને ઓછેવત્તે અંશે આચરી શકાય એ જુદી વાત છે પણ તેથી ખરાબને સારું માનવા જેવી ભૂલ ન કરાય

એટલે બાળકના ભલાની ખાતર-હિતને માટે તેને સંસ્કારી-ધાર્મિક બનાવવો અને તે અંગે સર્વ કાંઈ કરી છૂટવું એ જ સર્વને માટે હિતકર છે.

●

# ૬. મધ્યમ વયના વિદ્યાર્થી જીવનના સંસ્કારો

પ્રાથમિક શિક્ષણ ગ્રહણ કરવાનો કાળ વીતે એટલે વિદ્યાર્થીની સમજશક્તિમાં ઠીક ઠીક વિકાસ થયો હોય છે. નવું નવું સમજવાની, કઠિન વિષયોને પણ જાણવાની જિજ્ઞાસા જાગૃત મધ્ય વયના કિશોરોમાં દેખા દે છે. તે જિજ્ઞાસાને ઉચિત રીતે સંતોષવામાં ન આવે તો તેઓ અવળે રસ્તે દોરવાઇ જાય છે. આ અવસ્થામાં કેટલાક વિદ્યાર્થીઓ તો એટલા ચાલાક હોય છે કે તેમને શિખવવામાં આવતા વિષયો તો તેઓ સ્પષ્ટપણે ગ્રહણ કરે છે એટલું જ નહિ પણ શિક્ષક અને પુસ્તકથી નહિ મળવી કેટલીક સમજો તેમની બુદ્ધિશક્તિ બતાવે છે આવા ને તે સિવાયના બીજા વિદ્યાર્થીઓને તેમના જીવનને ઉપયોગી, હિતકારી ને વિકાસાત્મક શિક્ષણ આપવું જોઈએ. તે તે શિક્ષણમાં આવશ્યક વસ્તુઓ પણ વિદ્યાર્થીઓને પૂરી પાડવી જોઇએ. શિક્ષણમાં ખાસ અગત્યની વસ્તુઓ આ પ્રમાણે છે

આરોગ્ય: વિશ્વના કોઈ પણ વ્યવહારમાં શરીરનું સ્વાસ્થ્ય પ્રધાનપણે જરૂરી છે, તે વગર કાંઈ પણ છતી શક્તિએ થઈ શકતું નથી, તેમાં પણ શિક્ષણમાં–ભણતરમાં તેની વધુ પડતી જરૂર રહે છે. આરોગ્યહીન શરીરમાં તે તે ધાતુઓ પુષ્ટ નથી થતી અને તેથી જ શરીરનું બંધારણ જોઇએ તેવું બંધાતું નથી. તે તે અવયવો પૂરેપૂરું કામ આપતા નથી. શરીર સાંચાઓની અવ્યવસ્થાને લઇને માનસિક સ્થિતિ પણ વ્યવસ્થિત, પુષ્ટ અને જાગ્રત રહેતી નથી. માનસિક પોષણ સિવાય અભ્યાસ-વિદ્યાધ્યયન ન થઈ શકે એ સ્પષ્ટ છે, માટે અભ્યાસમાં વિકાસ સાધવાને ઇચ્છતા સહુ કોઇને પોતાના શરીરની સ્વસ્થતા સાચવવાને સંપૂર્ણ સાવધ રહેવું ખાસ જરૂરી

છે. તે માટે આરોગ્યની થોડી વાતો હૃદયમાં કોતરી રાખવી આવશ્યક છે.

૧. આરોગ્યને આહાર સાથે ઘણું જ નિકટનો સંબંધ છે આહારનું ઔચિત્ય ન જાળવનાર આરોગ્યને ગુમાવે છે. જીભ ઉપરનો બેકાબૂ ખાન-પાનમાં વિવેક સાચવવા નથી દેતો. બાળકને પ્રથમથી જિહ્વા ઉપર સંયમ રાખતાં શીખવવું જોઈએ. ખાવાનો લાલચુ વિદ્યાર્થી જે તે ચીજો જોઈને ખાવાને લલચાય છે-ખાય છે. જે તે ખાતાં તેને તે તે વસ્તુઓ પોતાના આરોગ્યને પોષક છે કે બગાડનાર છે તેનું ભાન નથી હોતું. ચાલુ વાતાવરણમાં ઉછરતાં વિદ્યાર્થીઓના આજુબાજુના પ્રસંગો ઉપર દૃષ્ટિપાત કરવામાં આવે તો જણાયા સિવાય નહિ રહે કે, તે પ્રસંગો ખૂબ જ સ્વાસ્થ્ય-ઘાતક છે.

એક તો વિદ્યાર્થી પોતે જોઈએ તેવો સંયમ રાખવા ટેવાયેલો નથી હોતો, ને બીજી બાજુ રસ્તામાં ને નિશાળની આજુબાજુ તુચ્છ ખાવાની ચીજો વેચનારા પુષ્કળ પ્રમાણમાં હોય છે. તે તે ખાવાની વસ્તુઓમાં ઘણીખરી આરોગ્યને હાનિ કરનારી હોય છે. કેટલીક ચીજો તેવા પ્રકારની ન હોય તો પણ અકાળે ને અવ્યવસ્થિત ખવાતી હોવાથી જરા પણ લાભ તો કરતી નથી. આ બાબતમાં વિદ્યાર્થીઓના વાલીઓ, શિક્ષકો અને સંરક્ષક તંત્રો ઘણાં જ બેદરકાર છે. એ ત્રણે જો જાગે તો તે સડો સત્વર નાબૂદ થઈ જાય ને અનારોગ્યના પંજામાં જતા વિદ્યાર્થીઓ બચી જાય એ નિઃસંશય હકીકત છે.

આરોગ્યને નાશ કરનાર બીજી એક વસ્તુ વિકૃતિ છે. પ્રથમ વયમાંથી પસાર થયેલા વિદ્યાર્થીઓમાં વિકૃતિના અંકુર પ્રગટ્યા હોય છે તે અનુભવાતી વાત છે. કાબૂ વગરનું સહ-શિક્ષણ આ અંકુરમાં ભરપૂર પાણી સિંચવાનું કાર્ય કરે છે. વિકૃતિના વિચારો

સેવતા વિદ્યાર્થી કુછંદે ચડી જાય છે. ને આરોગ્યના પાયારૂપ વીર્યશક્તિના બંધારણને વ્યવસ્થિત ટકાવવા અશક્ત બને છે. આખર આંધાનો નબળો તે સદાને માટે આરોગ્યહીન રહે છે. એટલે વિદ્યાર્થીઓના શિક્ષકે અને પાલકે તેના સચ્ચારિત માટે ખૂબ કાળજી રાખવાની જરૂર છે. નાની ને નજીવી લાગતી કુચેષ્ટા ઉપર ઉપેક્ષા ન કરતા તેને સખ્ત રીતે દાબી દેવી તે ભવિષ્યને માટે ઘણી જ લાભને માટે છે સંયમી અને ચારિત્રવાન્ વિદ્યાર્થીઓ સમાજના અનમોલ જવાહર છે. શીલ ને સંયમમાં શિથિલ કિશોરો પોતાના માટે જ કેવળ નહિ પણ પરને માટે પણ ઝેરસમા છે. સર્વની વિકૃતિઓ નાબૂદ થાવ-ને તેમાં પણ ખાસ કરીને વિદ્યાર્થીઓની.

સમજુ વિદ્યાર્થીએ પોતપોતાના જીવનને વિશિષ્ટ કરવા માટે નિશ્ચિત કરી લેવું જોઇએ કે, "જ્યાં સુધી વિદ્યાર્થી જીવન જીવું ત્યાં સુધી વિકારપ્રેરક નાટક-સિનેમા નહિ જોઉં, વિકાર-પોષક નવલકથા નહિ વાંચું. બનતા પ્રયત્ને તેવા પ્રકારના ચિત્રો (Photo) ને વાતોથી દૂર રહીશ." આ અને આવા પ્રકારના કોઈ પણ બ્રહ્મચર્ય-ઘાતક પ્રસંગથી દૂર રહેતો વિદ્યાર્થી જીવનમાં મહત્તા વરે છે. પ્રજાને પ્રેરણા આપનાર નાયક (Leader) બને છે.

વર્તમાનમાં શિક્ષણ ગ્રહણ કરનાં વિદ્યાર્થીઓમાં આરોગ્ય-નાશક એક તત્ત્વ એ પણ છે ને તે અતિ જાગરણ-ઉજાગરા. પ્રમાદ, આળસ અને મોજશોખમાં સમય નિરર્થક ગુમાવીને અભ્યાસમાં બેદરકાર રહેતો વિદ્યાર્થી તેને શિખવવામાં આવતા લગભગ ઘણા વિષયોમાં નબળો રહે છે. પરીક્ષામાં નાપાસ થવાની તેને પૂર્ણ ભીતિ હોય છે ને તેને પોતાનું વર્ષ નકામું જાય એ પણ પરવડતું નથી. એટલે તે પરીક્ષાને સામે આવતી દેખીને તેને પહોંચી વળવા તલપાપડ બને છે, કાચા વિષયોને પાકા કરવા કેડી

પીણાં વગેરેના આશ્રય લઈને શરીરના ઉપયોગ કરે છે ને
સ્વાસ્થ્યને ગુમાવે છે.

સ્વાસ્થ્ય-સંપત્તિ એ શિક્ષણનો પાયો છે.

સ્વાસ્થ્ય-સંપત્તિ એ શિક્ષણનું બીજ છે.

સ્વાસ્થ્ય-એ શિક્ષણ રત્નોને સાચવવાની પેટી છે.

બુદ્ધિ: શિક્ષણમાં બીજી અગત્યની વસ્તુ બુદ્ધિ છે. બુદ્ધિમાન વિદ્યાર્થી અનેક વિષયોમાં પ્રવીણ થાય છે. તેને ભણાવવામાં આવતા દરેક વિષયો તે શીઘ્ર ગ્રહણ કરે છે. પોતાના વર્ગમાં આગળ પડતો રહે છે. નિશાળમાં ડાબી બાજુએથી પ્રથમ રહેનો બાળ બુદ્ધિનો બુઠ્ઠો-જડ-મૂર્ખ ગણાય છે. તે આગળ વધી શકતો નથી. માંડ-માંડ અનેક પ્રયાસો કરી તે ઉપલા વર્ગમાં ચઢે છે. વિદ્ મેળવવામાં, મેળવેલી વિદ્યાને સાચવી રાખવામાં ને તેનો વિકાસ કરવામાં બુદ્ધિ એ મુખ્ય સાધન છે.

બુદ્ધિના અનેક પ્રકારો છે. કોઈની બુદ્ધિ ગોખી ઘણું શકે ગોખેલું કડ-કડાટ બોલી શકે એવી હોય છે, પણ તેના ભાવા વ્યવસ્થિત અર્થો ન સમજી શકે, આ પ્રકારની બુદ્ધિ ગોખણીય કહેવાય છે. આની સામે એક બીજી બુદ્ધિ એવી છે કે જે સમજ શકે છે પણ ગોખી શકતી નથી. જ્યારે કોઈ બુદ્ધિમાં ગોખવાની અને સમજવાની બન્ને શક્તિ હોય છે. કોઈ બુદ્ધિ ગણિતમાં વેગ વંત હોય છે તો કોઇ બુદ્ધિ ઇતિહાસમાં સારું કામ આપી શ છે, કોઇ બુદ્ધિમાં તર્કશક્તિની પ્રબળતા હોય છે ત્યારે કોઈ બુદ્ધિમાં સાહિત્યશક્તિનો સારો વિકાસ દેખાય છે.

આમ અનેક પ્રકારની બુદ્ધિ છે. તેમાં વિદ્યા-ગ્રહણ કરતો વિદ્યાર્થ કયા પ્રકારની બુદ્ધિ ધરાવે છે તેનો ખ્યાલ તેને શિક્ષણ આપત શિક્ષકે રાખવો જોઇએ. જેની પાસે જે પ્રકારની બુદ્ધિ હોય તે

તે પ્રકારનું શિક્ષણ આપવામાં આવે તો તેની પ્રગતિ સારી થાય છે. તેમ ન કરતાં તેથી વિપરીત જુદા જ વિષયો પરાણે તેને શિખવવામાં આવે ત્યારે તેને શીખનારને ફાયદો થતો નથી ને શિક્ષણ આપનારની મહેનત નકામી જાય છે. કેટલીક વખત અમુક વિષયો માટે યોગ્ય ન હોવા છતાં તે તે વિષયો શીખવા જરૂરી જણાતા હોય તો તે માટે બુદ્ધિને કેળવવી જોઈએ. બુદ્ધિ કેળવવાના અનેક ઉપાયો છે. તેમાં પ્રથમ જે વિષય શીખવો હોય તેની જરૂર, વિષયની ઉપયોગિતા, મહત્તા બુદ્ધિમાં ઉતારવી જે વિષય જરૂરી જણાયો હોય તે વિષય સહેલાઈથી કેવી રીતે શીખી શકાય તે માર્ગ જાણવો. એક વખત ન સમજાય એટલે તેને છોડી ન દેતા તેની પાછળ વારંવાર પ્રયત્ન કરવો. આમ કરવાથી બુદ્ધિમાં શક્તિ વધે છે ને કઠિન જણાતા વિષયોમાં પણ જડ બુદ્ધિ સૂક્ષ્મ બની આગળ વધે છે.

વિદ્યાધનના રક્ષણ માટે બુદ્ધિ એ તીજોરી છે. વિદ્યા–વૃક્ષો બુદ્ધિ–ભૂમિમાં નવપલ્લવિત રહે છે, બુદ્ધિ-જળથી પોષાયેલી વિદ્યા નિર્મળ બની બધાને આકર્ષે છે. બુદ્ધિબળીયા બધે વિજય વરે છે.

# ૭. માધ્યમિક શિક્ષણનું પ્રધાન અંગ—વિનય

વિનય: વિદ્યાગ્રહણનું ત્રીજું અંગ વિનય છે. વિનયને લીધે ગર્વ નમ્રતા થાય છે. નમ્રતા વગર, વિનય વિના વિદ્યા નથી આવડતી, એ સદ્ભૂત હકીકત છે. ક્યાં પ્રાચીન કાળના ગુરુ ચરણે સ્વાત્મસમર્પણ કરતાં વિદ્યાર્થીઓ અને ક્યાં ચાલુ કાળના પોતાના વિનોદને માટે ગુરુના આત્માનું લીલામ કરતાં વિદ્યાર્થીઓ! ચાલુ સમયના કોઈ પણ વિદ્યાર્થીના આચરણ તરફ નજર કરવામાં આવે તો સ્પષ્ટ જણાશે કે, શિક્ષક પ્રત્યે તેનામાં જરી પણ માનની લાગણી નથી. વિનયની પરાકાષ્ઠાએ પહોંચેલ આર્યાવર્તમાં વિનય એકદમ શાથી ચાલ્યો ગયો? એ એક સમસ્યા છે. વિનય ઘટવામાં કારણભૂત નાના મોટા ઘણા પ્રસંગો છે, તેમાંથી મુખ્ય મુખ્ય આ પ્રમાણે છે.

પ્રથમ તો પૂર્વ કાળમાં વિદ્યાનો વિક્રય બહુ જ અલ્પ થતો હતો-થતો નહિ એમ કહીએ તો પણ ચાલે. વિદ્યા ભણાવનારને પોતાની આજીવિકાનો પ્રશ્ન જટિલ ન હતો. જીવન સંતોષી હતા. બદલાની ભાવના પ્રધાનતા ભોગવતી ન હતી. હૃદય ચોર્યા વગર પોતાને જે આવડતું હોય તે નિર્મળભાવે શિષ્યને અર્પણ કરવામાં આવતું હતું. આમ નિષ્કપટભાવે વિદ્યાદાન કરતાં ગુરુ ઉપર વિદ્યા ગ્રહણ કરનાર શિષ્યને બહુમાન–વિનય–ભક્તિ જાગે, એ સ્વાભાવિક છે. વિદ્યા લઈને આગળ આવેલો ગુરુદક્ષિણા દેતો. તે દક્ષિણામાં કોઈ કોઈ વિદ્યાર્થી એવું સમર્પણ કરતો કે જીવનભર અધ્યાપકને જીવનનિર્વાહની ઉપાધિ રહેતી નહિ; એટલું જ નહિ પણ શ્રીમન્તાઇ આવી જતી. નિર્લોભી ને સાદાઈમાં પોતાની વિશિષ્ટતા સમજતાં ગુરુ તેવી સમૃદ્ધિનો સ્વીકાર પણ કરતાં નહિ, એમ

પણ આર્યાવર્તમાં બનતું. ઉપરની હકીકત લાંબા ભૂતકાળની છે; તે પછી શિક્ષણવ્યવસ્થાનું સંચાલન મોટે ભાગે રાજ્યદ્વારા ચાલતું, રાજકીય શાળામાં અધ્યયન કરાવવાની સુંદર ગોઠવણ રહેતી, ખર્ચ રાજ્ય ઉપાડી લેતું, તેનો બોજ વિદ્યાર્થી ઉપર ખાસ પડતો નહિ. ખર્ચ પણ એટલા ટૂંકા હતા કે તે માટે લાંબી ઉપાધિ પણ રાખવી પડતી નહિ.

આજે એ સ્થિતિમાં ગંભીર પરિવર્તન સ્પષ્ટ દેખાય છે. સરસ્વતી કુમારીનું વેચાણ છડેચોક થાય છે, તે તેટલું શોચનીય નથી કે જેટલું તે વિદ્યા-વિક્રય પાછળ અનેક છળપ્રપંચો સેવાય છે. આજકાલ વિદ્યા ભણાવનાર શિક્ષકો-માસ્તરો-વિદ્યાગુરુઓ હૃદયચોરી ખૂબ કરતાં શીખી ગયા છે. 'માસ્તરો નિશાળમાં પૂરું ભણાવતાં જ નથી' એ વચન આજે સર્વત્ર સાંભળવા મળે છે. તેમાં મુખ્ય કારણ અર્થ-ધનલાલસા જ છે. ઘણા વિદ્યાર્થીઓને ટૂંક સમયમાં ઘણાં વિષયો શિખવવાના રહે છે, વગેરે ગૌણ કારણો છે. પરિસ્થિતિ આ પ્રકારની હોવાને લીધે ભણતરમાં નબળો ને પૈસાદાર વિદ્યાર્થી પોતાના વર્ગના શિક્ષકને મોટે ભાગે ને તે અશક્ય હોય તો બીજા શિક્ષકને ખાનગી ભણાવવા માટે રોકે છે. ઠીક ઠીક પૈસા શિક્ષકને આપે છે.

આ વાતાવરણની અસર વિદ્યાર્થીના માનસ ઉપર ખૂબ અવળી પડી છે. આ સ્થિતિમાં વિદ્યાર્થીને શિક્ષકના વિનય માટે કહેવામાં આવે છે ત્યારે તેના તરફથી ઝટ દઈને ઉત્તર સાંભળવા મળે છે કે, 'માસ્તર ક્યાં મફત ભણાવે છે.!' વિદ્યા-વિક્રયના સજાગ શસ્ત્રથી વિનયનો વિનાશ થયો છે. વિનય તો નથી રહ્યો પણ જે અવિનય-ના બીજકો પ્રથમથી રોપાયાં છે તેનો વિકાસ વધતાં વિદ્યાર્થીઓ શિક્ષક પ્રત્યે જે વર્તન રાખે છે તે શિક્ષકની દયા ખાવા જેવું બની જાય છે.

બીજું શિક્ષણ ગ્રહણ કરવાની પ્રણાલિકા એવી છે કે જેમાં વિનયના શિક્ષણને અવકાશ રહેતો નથી. બેંચ ને ડેસ્ક વિનયના વિરોધી હોય છે. ઉદ્ધત બેંચ એવી હોય છે કે, તે બેંચમાં વિનય કરતાં વિદ્યાર્થી સંકોચાય છે. બાંકડા ઉપર બેસવાની સ્થિતિ એવી હોય છે, કે જ્યાં વિનયને આવતા સંકોચ થાય છે. શિક્ષકનું માનસ પણ એટલું અર્થપરતંત્ર બની ગયું હોય છે કે તે પણ વિદ્યાર્થીને વિનયપ્રધાન વર્તન શિખવતાં સંકોચાઈ જાય છે વિદ્યાર્થીના ગમે તેવા વર્તનને શિક્ષક નભાવી લે છે. આવાં બધા કારણોનો ભોગ બનેલો વિનય પોતાનું સર્વસ્વ લઈને નાસી છૂટ્યો છે, ને તેના જવાને કારણે એક પ્રધાન અંગવિહોણું શિક્ષણ અપંગ લાગે છે. જો શિક્ષણ સંપૂર્ણ અંગોપાંગ સુગ્ર બનાવવું હોય તો વિનયને કોઈ પણ ઉપાયે મનાવીને વસાવ્યે જ છૂટકો છે. વિનયને ફરીથી આમંત્રવા માટે અર્થના વાતાવરણમાં થોડાક અગત્યના પરિવર્તનની આવશ્યકતા છે. તે આ પ્રમાણે–

૧. શિક્ષકો સાદાઈને કેળવે.

૨. જીવનની બહુ ખર્ચાળ સ્થિતિ ન થવા દે.

૩. જીવન-નિર્વાહ પૂરતું પ્રાપ્ત થતાં સંતોષ સેવે.

૪. વિદ્યા શીખવતાં જરા પણ હૃદય ન ચોરે.

૫. વિદ્યા ભણાવતા વિનય પણ વિદ્યાર્થીને ભણાવે.

૬. વિનયવિરોધી વર્તન વિદ્યાર્થીનું દેખે તો તેને ચાલવા ન દે.

૭. વિદ્યા માટે સર્વસ્વ આપી દેવાય તો પણ ઓછું છે તો શિક્ષકને આ સાધારણ અર્થ–ખર્ચ પૂરતો પગાર આપવામાં આવે છે તે કાંઈ નથી. એવી ભાવના વિદ્યાર્થીના હૃદયમાં ઠસાવવામાં આવે.

૮. વિદ્યાર્થીના મનમાં એ દૃઢ ઠસી જવું જોઇએ, શિક્ષકનો વિનય કાંઈ તેને માટે નથી કરવાનો પણ પોતાને માટે કરવાનો છે.

વિનય વગરની વિદ્યા વન્ધ્યા સમાન છે, તે કાંઈ પણ ફળ આપતી નથી, માટે વિદ્યાને સફળ કરવાને માટે વિનય ખાસ જરૂરી છે એમ વિદ્યાર્થી સત્ય રીતે સમજે.

આ અને આવા પ્રકારના બીજા અંગો પૂરાં થશે એટલે આપોઆપ વિનયનું આગમન થશે.

વિનયેન વિદ્યા ગ્રાહ્યા એ અસ્ત પામતા સનાતન વચનનો સાક્ષાત્કાર થશે. આજ તો ઉપરના વચનની આગળ એક 'અ' મૂકીને વિદ્યા ગ્રહણનો વ્યવહાર ધમધોકાર ચાલી રહ્યો છે.

વિદ્યાના અર્થીઓ વિનયના સેવક બને ને જીવન શોભાવે તોજ તે સાચા વિદ્યાર્થી છે, બાકી ગુરુ-શિષ્ય બન્નેના શ્રમ ને સમયનો દુર્વ્યય થાય છે ને વિનય નહિ આવે ત્યાં સુધી થયા જ કરશે એ નિર્વિવાદ છે.

વિનયનો પ્રકાશ સર્વના અંતઃકરણમાં પ્રસરો કે જેથી વિવિધ વ્યવહારનોનું તે પ્રકાશમાં સર્વને સ્પષ્ટ દર્શન થાય.

પચ્ચીસો વર્ષ પૂર્વેની એક વાત છે. વિદ્યા માટે વિનયની કેવી અગત્ય રહે છે તેના ઉપર તે વાત સારો પ્રકાશ પાડે છે. મગધ દેશનો રાજા રાજગૃહીમાં રાજ્ય કરતો હતો. તેની પાસે અતુલ સમૃદ્ધિ હતી. તેનો એકદંડીયો મહેલ ને તેની આજુબાજુ છએ ઋતુના ફળને સદાકાળ આપતું ઉપવન દૂર દૂર ગવાયાં હતાં.

એક વખત તે નગરમાં રહેતા ચાંડાલની ગર્ભવતી સ્ત્રીને અકાળે આંબા ખાવાનો દોહદ-અભિલાષ જાગ્યો. સ્ત્રીએ પોતાના પતિને તે ઈચ્છા જણાવી પતિએ પ્રથમ તો ઈચ્છાને રોકવા કહ્યું, પણ પ્રબલ ઈચ્છા દાબી-દબાવી શકાય તેમ ન હતું.

ચાંડાલ પાસે વિદ્યા હતી. વિદ્યાના બળથી રાત્રિએ રાજાના બગીચા બહાર રહીને તેણે આંબાને નમાવ્યો, સુંદર આમ્રફળ લીધા અને સ્ત્રીની ઇચ્છા સંતોષી.

બગીચાના રક્ષકો સાવધ હતા. આમ્રફળો ચોરાય છે તે ફરિયા તુરત જ તેમણે રાજા પાસે કરી. ચોરને પકડવા માટે રાજાએ મુખ્ય મંત્રીને આદેશ કર્યો. મંત્રી બુદ્ધિનિધાન હતો. બુદ્ધિબળે તેણે ચોરને પકડી પાડ્યો ને હજૂર પાસે હાજર કર્યો. ચોરી તેમાં પણ રાજચોરી એ ગુનો સાધારણ ન ગણાય. તે સમય મર્યાદા અનુસાર ચોરને પ્રાણદંડની શિક્ષા ફરમાવવામાં આવી.

બુદ્ધિમાન મંત્રીએ રાજાને વિનવ્યું કે, તેની પાસે અદ્ભુ વિદ્યા છે તે શીખી લેવી જોઈએ. તે તેની સાથે ચાલી જાય ઠીક નહિ. રાજા પોતે વિદ્યા શિખવા તૈયાર થયો. સિંહાસન પ બેઠા બેઠા તેણે ચાંડાલને હુકમ કર્યો કે: 'વિદ્યા શિખવ.'

ચાંડાલ વિદ્યા શિખવવા લાગ્યો. સાત વખત તે વિદ્યા બોલ્ પણ રાજાને કાંઇ આવડ્યું નહિ.

મંત્રીએ કહ્યું: વિદ્યા આમ ન શીખાય. વિદ્યા માટે નમ્રતા જોઈએ. વિનય વગર વિદ્યા ન ફળે. વિદ્યા શીખવી હોય તો ગુ ઊંચે આસને બેસે ને શીખનાર વિનયપૂર્વક નીચે રહીને શીખે.

રાજાએ ચાંડાલને ઊંચે આસને બેસાડી પોતે તેની સમ અદબપૂર્વક નીચે રહ્યો ને વિદ્યા ભણવા લાગ્યો. તુરત જ વિદ્ ગ્રહણ થઇ શકી.

વિદ્યા લીધા પછી શિક્ષાનો હુકમ કર્યો. મંત્રીએ કહ્ 'વિદ્યાગુરુને શિક્ષા ન થાય.' રાજાએ ચાંડાલનો સત્કાર કર્યો શિક્ષા માફ કરી.

રાજાનું શુભનામ છે શ્રેણિક ને મંત્રીનું પવિત્ર નામ અભયકુમાર.

શક્તિ ને સમૃદ્ધિથી અજોડ છતાં તેટલા જ વિનમ્ર તેઓ હત

.નામ માત્રના આલંબનથી વિદ્યા શીખનાર એકલવ્ય પોતાના ગુરુને દક્ષિણામાં પોતાની વિદ્યામાં સર્વસ્વ ગણાતા જમણા હાથની અંગુઠાનું સમર્પણ કરતાં અચકાયો ન હતો, એ વાત પ્રસિદ્ધ છે.

સાંદિપનીને ત્યાં વિદ્યાધ્યયન કરતા કૃષ્ણ, સુદામા વગેરેના વિનય, ભક્તિ, કેવા ઉચ્ચ કક્ષાનાં હતાં તે પણ જાહેર છે.

આવા વૃત્તાન્તો નજર સમક્ષ રાખી વિનયને સહુ કોઈ શીખે તો વિદ્યા વધે ને અનર્થમાંથી રક્ષણ કરવા સમર્થ બને. બાકી વિનયવિહોણી વિદ્યામાંથી કેવા અનર્થ જાગે છે તે આજની દુનિયાથી અજાણ્યું નથી. ઉન્નત માર્ગમાં આગળ વધવા ઈચ્છતા દરેકને જણાવવું જરૂરી છે કે-વિનય શિખો ને આગળ વધો.

ઉદ્યમ: વિદ્યા પ્રાપ્ત કરવાનું પ્રધાન ચોથું અંગ ઉદ્યમ છે. કાર્યો ઉદ્યમથી સિદ્ધ થાય છે, મનોરથો સેવવાથી કાર્યસિદ્ધિ થતી નથી. उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ॥ વિદ્યા-સિદ્ધિ ઉદ્યમથી થાય છે, એ અનુભવગમ્ય વાસ્તવ વાત છે. ઉદ્યમને અટકાવનાર ઉદ્યમનો પ્રતિપક્ષી કોઈ હોય તો તે પ્રમાદ છે. પ્રમાદ, આળસ ને ઉપેક્ષાને પરવશ થયેલા વિદ્યાધનને મેળવી શકતા નથી. પ્રાચીન આર્યાવર્તમાં વિદ્યા મેળવવામાં વખણાયેલા વિપ્રો માટે કહેવાય છે કે પ્રભાતમાં વહેલા જાગીને, ઉદ્‌ઘોષપૂર્વક શાસ્ત્રોને કંઠે કરતા ને તેમાં આળસ-ઊંઘ આવીને વિક્ષેપ ન કરે તે માટે શિખાને-ચોટલીને દોરીથી ઊંચે બાંધતા. જો ઝોકું આવે તો તે ખેંચાય ને આળસ ઊડી જાય.

જો કે આજકાલ અધ્યયન કરતા વિદ્યાર્થીઓ પણ પ્રમાદ ન થાય ને મોડી રાત સુધી જાગીને પરીક્ષાને ઉપયોગી વિષયોને તૈયાર કરી શકાય માટે કોફી પીણાનો ઉપયોગ કરે છે. પણ તેમાં અને પૂર્વના ઉપાયોમાં લાખ ગાઉનો ફેર છે. વિદ્યાર્થીને વિદ્યા

મેળવવામાં બીજી બધી સામગ્રી પરાધીન છે જ્યારે ઉદ્યમ એ સ્વાધીન છે. બુદ્ધિના જડ વિદ્યાર્થીઓ પણ કેવળ ઉદ્યમને બળે પારંગત થયાના ઘણા ઉદાહરણો છે. જ્યારે તીવ્ર ગ્રાહ્યશક્તિવાળા બુદ્ધિમાનો પણ આળસ ને પ્રમાદને વશ હતા. તે ત્યાંના ત્યાં રહ્યાના પણ પુષ્કળ વૃત્તાન્તો છે.

એક સમજવા જેવી વાત છે. બે વિદ્યાર્થીઓ હતા. બન્ને ઉપર ગુરુની પ્રસન્નતા સારી હતી, પણ બન્નેની શક્તિમાં ફેર હતો. એક હંમેશાના પાંચ શ્લોક મોઢે કરી શકતો ત્યારે બીજો મહામહેનતે એક જ શ્લોક યાદ રાખી શકતો. એક વખત ત્રણસો શ્લોકપ્રમાણ એક અપૂર્વ ગ્રંથ મોઢે કરવાને ગુરુએ બન્નેને આદેશ આપ્યો ને કહ્યું કે–જે પહેલાં શુદ્ધ ને સ્પષ્ટ સંભળાવશે તે પ્રથમ ગણાશે. બુદ્ધિમાન વિદ્યાર્થીને પોતે પ્રથમ આવશે તે માટે જરા પણ સંદેહ ન હતો કારણ કે આટલું મોઢે કરવું તે તેને માટે બે મહિનાનું કામ હતું જડ વિદ્યાર્થી દશ મહિના મહેનત કરે ત્યારે તે ગ્રંથ કરી શકે તેમ હતું. બંનેએ ગોખવાનું શરૂ કર્યું. દશ દિવસ થયા ત્યારે પહેલાને પચાશ શ્લોકો કડ–કડાટ મોઢે થઇ ગયા ને બીજાને દશ જ થયા હતા. પહેલાની હારોહાર પહોંચવા માટે બીજાને બીજા ચાલીસ દિવસ જોઇએ. પહેલાને થયું કે હવે મારે એવી ઉતાવળ કરવાની શી જરૂર છે? ચાલીસ દિવસ લહેર કરું. તે અમનચમનમાં પડી ગયો. બીજો તો પહેલાનું કરેલું ભૂલી ન જવાય માટે દરરોજ સંભારી જાય ને નવો શ્લોક નિયમિત મોઢે કરે. પહેલા વિદ્યાર્થીને અમન–ચમન ને આનંદમાં રસ વધી પડયો. ચાલીસ દિવસ ને ચાર મહિના તેના એમ ને એમ ચાલ્યા ગયા. પછી તો તે ગોખવા બેસે પણ તેનું ચિત્ત તો વિલાસ અને વિનોદમાં જ હોય. પરિણામ એ આવ્યું કે–તે પાછળ રહી ગયો ને જડ આગળ વધી ગયો. તે પ્રથમ કક્ષામાં આવ્યો, વખણાયો. ઉદ્યમ કેવી સિદ્ધિ અપાવે છે તે હકીકત આ વાતમાં

જરૂર છે એ તેમની દૃઢ માન્યતા હોય છે. નિશાળમાંથી છૂટીને ઘેર આવીને તે તે વિષયોનાં પુસ્તકો તે કેવી બેદરકારીથી મૂકે છે તે જોતાં જણાઈ આવશે કે, તેના પ્રત્યે તેને કેટલી બધી સૂગ છે.

આ સૂગ–આ અરુચિ–આ ઉપેક્ષાભાવ દૂર કરવા માટે તે તે વિષયો જીવનમાં કેટલી અગત્ય ધરાવે છે તે વિદ્યાર્થીઓના માનસમાં સચોટ ઠસાવવું જોઈએ. સાથોસાથ કદાચિત્ અમુક વિદ્યાર્થીઓને અમુક વિષયો જરૂરી પણ હોતા નથી તેનો બોજ તેના ઉપર ન લાદવો જોઈએ. નકામા બોજનું ભારણ વધી જવાથી ઉપયોગી ભણવા માટે પણ વિદ્યાર્થી તૈયાર રહેતો નથી. અહીં એક અગત્યની વાત સમજવા જેવી છે, ચાલુ વિદ્યાર્થીઓને આ જીવનમાં ઉપયોગી વિષયો અગત્યના છે એટલું સમજાવાય છે ને શિખવાય છે, પણ આર્યાવર્તના મૂળભૂત સિદ્ધાંતો પ્રમાણે આ જન્મ સમાપ્ત થયા બાદ આત્મા મુક્ત ન બને ત્યાંસુધી તેને બીજા જન્મો કરવા પડે છે. તે જન્મમાં ઉપયોગી બને તેવા વિષયોનું જ્ઞાન આપતા ગ્રન્થો પાર વગરના આપણી પાસે છે, તેના પ્રત્યે તો ચાલુ શિક્ષણપદ્ધતિમાં ઉપેક્ષા સેવાય છે, એટલું જ નહિ પણ અરુચિ ઉત્પન્ન કરાવવામાં આવે છે; એ ખૂબ જ ખતરનાક છે. સર્વ અનર્થો ને પાપોનું મૂળ તેમાં સમાયું છે. પ્રથમથી જ પરલોકના હિતકર ગ્રંથો પ્રત્યે સૂગ ધરાવતો વિદ્યાર્થી જીવનમાં નીતિ પણ ઉતારી શકતો નથી.

ઐહિક જીવનમાં જેમ તેમ આગળ રહેવા માટે જનતા કેવી કેવી અનીતિ સેવે છે તે આજના યુગમાં અજાણ્યું નથી, એમાં જવાબદાર હોય તો તે શિક્ષણ જ છે. અધ્યાત્મ અને અધ્યાત્મ સમજાવનારા શાસ્ત્રો પ્રત્યે જો રાગ જાગે અને તેનું અનુશીલન વધે તો માયા–પ્રપંચ ને અનીતિના મૂળ જે જડ ઘાલી ગયાં છે તે ક્ષણમાં હચમચી જાય.

